# તેરનો ચીતાર.

યાને

## દુખીનો પોકાર.


કર્તા.

પટેલ. જોઈતાભાઇ ભગવાનદાસ કઠલાલકર.

અનારા ( બારસોદા )



છપાવી પ્રસિદ્ધ કર્તા.

ગોવિંદલાલ ત્રીભોવનદાસ ભાવસાર.

અનારા ( બારસોદા )

આવૃત્તિ - ૧ લી. પ્રત-૧૦૦૦ સને ૧૯૨૦

કી. ૦-૦-૯

---

શ્રી શારદા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. હરજીવનદાસ અમરશીએ છાપી—નડીઆદ.

[illegible]—પુસ્તક મળવાનું ઠેકાણું – જોઈતાભાઈ ભગવાનદાસ કઠલાલકર

મુ. અનારા ( બારસોદા )

પોષ્ટ-કઠલાલ.

વાયા-નડીઆદ

સવા આનાની ટીકીટ બીડવાથી બુક મોકલી આપવામાં આવશે.

# છપ્પનીયાનો ચિતાર.

## યા દુઃખીનો ચિતાર

( રાગ સોદાનો. )

કેવો ઝેરી વાયરો વાયોરે હળાહળ કાળજ આવ્યોરે. ટેક.

સંવત ઓગણી છપ્પનીએરે થયો ધરા માંહી કેર (૨)
મદાંધને અધીકારી શકુને, જુવો કરી દીધા જેર,
ખરે તું તો રાયનો રાયો (૨) રે કેવો. ૧

વંકા મુકી શીરપેચ જગતમાં, ફરતા થઇ ગુલતાન (૨)
અત્ત નો શીરલેપ સુકે નહી તેનુ તજાવ્યુ ગુમાન,
ગુણ તુજ જાય ગવાયો (૨) રે કેવો. ૨

ભકત મુકયા નહિ દાતા મુકયા નહિ, મુકયા ન જાલમ જોધ (૨)
શેઠ અને શાહુકાર ગરીબને ખરો દીધો સદ્બોધ
ગુરૂ જગ તુજ ગણાયો (૨) રે કેવો. ૩

ગયે ચોમાસે પાક ન પાકયો, જળની રેલમરેલ (૨)
પાણી વીના કાંઇ, ખાવા મળે નહી લક્ષ મરી ગયા છેલ
ભુંડો દીન જાય દેખાયો (૨) રે કેવો. ૪

સરકારે જાણ્યુ જગ વિષે અરે, મેઘ પડશે ચોધાર
મહેસુલ સઘળુ ભરે સુખેથી દુખ ન હોય લગાર
મોઘમ તે માર મગાયો (૨) રે કેવો ૫

બાસ કોયુ કઈ અન્ન કોહી ગયું જન બન્યા એહાલ (૨)
મહાન દુઃખ જે પડે પ્રસુતીને, વંધ્યાને હોય ન ખ્યાલ
લીલો કાળ એતો ગણાયો (૨) કેવો. ૬
કોદરા મોણા બાજરી મોણી, તેપણ ક્યાંથી હોય (૨)
ભુખમરો તો આવ્યો ઘરામાં, સામુ ન જુવે કોઇ
કૃષીકાર દુખે તણાયો (૨) રે કેવો. ૭
ચોખા હતા ત્યાં કોદરા પેઠા, મકાઇ ઘેરો ઘેર (૨)
દુધ બદલતો છાશ પીવાણી, આની ગઇ છે લેર
દુખ નવ જાય ગવાયો (૨) કેવો. ૮
પડતા ઉપર પાટુજ દીધુ, દીધુ પ્રભુએ દુખ (૨)
આવ્યો કરવા પ્લેગજ પુરૂ, સંતાઇ બેઠું સુખ
દાવાનળ દુઃખનો છાયો (૨) રે કેવો ૯
માત અતે વળી તાત મુકીને સુત મુવો નીરધાર (૨)
રોતી કકળતી નારી તજીને, ગયો મની ભરથાર
સમો ઘણો બારીક આવ્યો (૨) રે કેવો ૧૦
જે જન માંદુ થાય પ્લેગથી, ગંધાઇ ઉઠે ખાટ (૨)
સેવા ચાકરી કોઇ કરે નવ, મન ઘણો ઉચાટ
કષ્ટથી જીવ ઘવાયો (૨) રે કેવો ૧૧
કાષ્ટની પેરે ભરે મૃતકને, પામરને શાહુકાર (૨)
કંઇક કૈં કોટે ખીણુ વનોમાં, કઇક મારે અંબાર
એવો ઠગ જાય બળાયો (૨) કેવો ૧૨

કંઇક મુવા વનમાં રખડીને, કંઇક મુવા ઘરમાંય (૨)
કંઇક મુવા પરદેશ જઇને, રહ્યા હતા જ્યાં ત્યાંય
ઉજડ આ દેશ કરાયો રે (૨) કેવો, ૧૩
જીવ્યા તે વન છાપરાં બાંધી, રહ્યા તજી ગુમાન (૨)
શહેર તણા જન ગામડે આવ્યા, ગરીબને ધનવાન
દાવાનળ બળતો આવ્યોરે (૨) કેવો. ૧૪
સુનાં મંદીર જોઇ જનોનાં, તસ્કરે સાધ્યો દાવ (૨)
ચોટ મારી કંઇ લક્ષ કરોડની, કઇક દીધા શીર ઘાવ
લાવ આશો જાગ લેવાયોરે (૨) કેવો. ૧૫
કંઇક મુવા જન મોત આવેથી, કઇક પ્લેગથી પાર (૨)
કંઇક મુવા હબકી હબકીને આશો ગજબ કીરતાર
દાળ્યુ આ કાળજ આવ્યો (૨) રે કેવો. ૧૬
જન તણાં થયાં તન શીથીલને, મન મારી ગયુ બહેર (૨)
સુવોતેરની સાલે જગતમાં, ક્યોં પ્રભુએ કેર
હાયો ક્યાં જાય મંડાયો (૨) રે કેવો. ૧૭
અન્ન તણા તો થયા ઉધારા, ઘી તેલ ક્યાંથી હોય (૨)
સંઆ બઠ્ઠીનું આભજ ફાટયું, લાગી જુવે નવ કોય
ખાંટા પય સુતે ન આયો (૨) રે. કેવો ૧૮
જે જન છાશથી કરે ગુજારો, ટળવળે આ દીન (૨)
શેઠ લોકોનો સ્વાદજ ગયો, પણ મુવા દીન જન
દાઝમા પર ડામ દેવાયો (૨) રે. કેવો. ૧૯

શેઠ અને શાહુકાર ગરીબનાં, મુખ જુવો નીરતેજ (૨)
તેજ બધું તો સંચે પીલાણું, ગયું થઇને લગેજ
ખરે બળ જાય ખવાયો (૨) રે. કેવો. ૨૦
પાશેર ઘી વીણ જે નવ ખાતા હરદમ દુધાહાર (૨)
તે જનનાં તેં માન મુકાવ્યાં, ધીક ચુવોતેર કાળ
નુર સહુ જાય હણાયો. (૨) રે કેવો. ૨૧
દુખમાં દિવસ કંઇક વીતાવ્યા, સુખનો આવશે દિન (૨)
વૈશાખ જાશે ને જેઠજ આવશે, ક્યારે ગરજશે ઘન
ક્યારે દુખ જાય હઠાયો. (૨) રે કેવો. ૨૨
જેઠ ગયો અને અશાઢના ગયા, જળ વીણ કંઇજ દિન (૨)
તોપણ છાંટો ન પાડ્યો જગતમાં, મેઘ થયો દયાહીન
રીપોર્ટ ક્યાં જાય કરાયો. (૨) રે કેવો. ૨૩
અસાડની આવી પંચમ મોટી, ખેડુતનું નીશાન (૨)
વિદ્યુત જો એક દર્શન આપે, થાય જનો ગુલતાન
પાયો બધો જાય ચણાયો. (૨) રે કેવો. ૨૪
કંઇક ચઢ્યા છે પાંચમે માળે, કંઇક ચઢ્યા છે ઝાડ (૨)
કંઇક ચઢ્યા છે છાપરા ઉપર, કંઇક ઉભા મુખફાડ
ગુગ વીજ જાય ગણાયો. (૨) રે કેવો. ૨૫
ઉંચું જોઇ જોઇ શિરજ થાક્યું, વીલાં પડી ગયાં મુખ (૨)
ઉભા રહી રહી ચરણજ દુખ્યા, સૌને થયું મન દુઃખ
ઝબકો ન જાય દેખાયો. (૨) રે કેવો. ૨૬

કંઇક જગાએ મેઘજ વરસ્યો, નેવે પાણી ન હોય (૨)
કંઇક પ્રવાહ કાઢી બતાવ્યો, ચેતજો વીરલા કોઇ
અનાજ શું જાય વવાયો (૨) રે કેવો. ૨૭

ચક્ષુ મીચીને કંઇક કૃષીકાર, વાવવા ઉમંગભેર (૨)
ક્ષેત્ર મહીં તો જાય દોડયાં વળી, દેખે નહીં કંઇ ભેજ
પ્રભુએ શો ખેલ બનાવ્યો. (૨) રે કેવો. ૨૮

કંઇક વાવ્યું તે કોરે પડયું ને, કંઇકજ પંખીને પેટ (૨)
કંઇક ઉગ્યું તે બળવા લાગ્યું, પાણી વિના તે નેટ
ચગડોળે ચીત ચડાવ્યો (૨) રે કેવો. ૨૯

શ્રાવણ વદી અષ્ટમીને દીન, મેઘે કીધી મેર (૨)
થોડો થોડો વર્ષ્યો તોપણ, કંઇક ઠરી ગયો લેર
જીવ્યા તણો અંક અંકાયો (૨) રે કેવો. ૩૦

બાવાના ઘેર દાણાજ ખુટયા, હવે કરીશું કેમ (૨)
હિરોજી વીરોજી ભેગા થઇને, કરે વિચાર તે એમ
માલ સહુ જાય લુંટાયો. (૨) રે કેવો. ૩૧

પાંચ સાત ને પચીસ કેરાં, જુથ બન્યાં અપાર (૨)

બહારવટીઆનાં નામજ દાખી, કીધો જગે હાહાકાર

લુંટારાએ દેશ હલાયો. (૨) રે કેવો. ૩૨

પીંઢારાને વળી ચાંચીયા ઠગને, કાઠીજે જાલીમ જોમ (૨)

એથી અશાંત આ કેર થયો વળી, મળે નહિ અવરોધ

દુખી દીલ જાય દુભાયો. (૨) રે કેવો. ૩૩

એ આવી પેલા ધાડજ ને વળી, શું થાશે કીરતાર (૨)

ખાવા પીવાનું લઇ જશે એ. પ્રભુ તારો આધાર

જગે આ શો કેર કરાયો. (૨) રે કેવો. ૩૪

રૈયત પોકાર પાડે ઘણા પણ. દાદ ન જાણે કોઇ (૨)

દુઃખ હાથજ પડયા સઘળાના. પ્રભુ કરે તે હોય

તોર સરવેનો ઉતાર્યો (૨) રે કેવો. ૩૫

શહેર થકી વધી વસ્તી મશાણમાં ડાઘુના થોક થોક (૨)
રડી રડીને કંઠજ થાકયા, પાડી શકે નવ પોક
શોક ક્યાં જાય કરાયો (૨) રે. કેવો. ૪૨

શકટમાં ભરી શબ સકળને, બાળે કરી અંબાર (૨)
ગરીબને વળી સુખી શ્રીમંતને, લાગ્યો જુઠો સંસાર
ગુરૂ તાત તુજ ગણાયો (૨) રે. કેવો. ૪૩

દીર્ઘ અને ઉંડી આશાજ ધરતા, પડી ભાગી એક દીન (૨)
ઉદ્યમ ધંધો છોડી દઇને, શોકમાં છે મન લીન,
દાવાનળ દુખનો છાયો (૨) રે કેવો. ૪૪

વૈદ ભુવા કંઇ લક્ષ કરોડો, ડાકટરનો નહિ પાર, (૨)
હકીમને ખોળી ખોળીજ લીધા, જોશી તણો શો ભાર
વસાસો નવ જાય કરાયો (૨) કેવો. ૪૫

નારી તજી ગુણવંતી અને વળી, તજી ગયા ઘરબાર (૨)
ધન ધરા હતી જયાંને ત્યાં રહી, ગયા પ્રભુ દરબાર
કાળે દેશ જાય ખવાયો (૨] રે કેવો. ૪૬

પામરના મૃત દેહ પડયા સડે, કોઇ ન લે સંભાળ (૨)
જયાં ત્યાં મરતા જન હજારો, આવ્યો ગોઝારો આ કાળ
ઝપાટો તો ઠીક ચલાવ્યો (૨) રે કેવો ૪૭

ઘરમાંથી કોઇ સાજુ મળે નહિ, જ્યાં ત્યાં હોવે તાવ (૨)
વૃદ્ધથી માંડીને બાળક સહુએ, તાવનો લીધો લાવ
ભુખે તરશે દેહ છોડાયો (૨) રે કેવો. ૪૮

મંગળ દીવસ આવ્યો દીવાળીનો સહુ જન ધરતા આશ (૨)
તે દીન મોંઘવારી ઘણી મંડાણી, જન થયા નીરાશ
કેટક મુખે જાય જવાયો (૨) રે કેવો. ૪૯

ધીક ચુમોતેર તારી દીવાળીએ, શોક છાયો ચોપાસ (૨)
નહિ દીવાળીએ હોળી પ્રગટાવી, મુખ બન્યાં નીરાશ
ચરરર ચીત બળાયો [૨] રે કેવો. ૫૦

એ વીણ દુઃખ જ પડ્યાં જગતને, પંચોતેરની સાલ [૨]
કંઇક બચ્યા હતા જવર કૃપાએ, ભુખે કર્યો નીકાલ
માનવ બેહાલ કરાયો [૨] રે કેવો. ૫૧

મોઘવારી વળી વધતી ચાલી, કોણ કરે અવરોધ (૨)
અન્નતણો તો ટોટોજ આવ્યો, કોણ કરી શોધ
આલમનો અંતજ આવ્યો [૨] રે કેવો.૫૨

ચરચાર વર્ષોથી સંગ્રામ ચાલે, કોટી મુવા કંઇ જોધ (૨)
દુનીઆં સઘળી કનાશ થવાની, કયાં હોયે પ્રમોદ
ધરતીનો છેહ આયો.(૨) ૫૨

૮૯૨

( ૯ )

સરકાર માબાપે કંઇકજ રાખી, હોમરૂલે કંઇકજ હોય [૨]
સસ્તા અનાજની કાઢી દુકાનો, વળી શીતળ છાય
ગુણ જનો તેનાજ ગાવો (૨) રે કેવો, ૫૬
પંચ્યોતેરની વર્ષા ઋતુએ, આનંદનો વરસાદ (૨)
શીતળ શાંતિ છાઇ જગતમાં, દુખની હોય ન યાદ
આનંદે દી જાય ગુજાર્યો (૨) કેવો ૫૭
સંકટ જે જે પડ્યાં જગતને, કાશુ કરે ગણનાય (૨)
ધીર કવીશ્વર હારીજ જાયતો, પામરથી શું થાય
વાજીંતરોમાં શંખ ફુંકાયો (૨) રે કેવો. ૫૮
નથી કવી હું નથી અનુભવી, પામર બાળક સાર (૨)
કવીવરોની દેવી પ્રસાદી, હરકીષ્ટ પામ્યો લગાર
જડપણ જન દુઃખ ગાયો [૨) રે કેવો. ૫૯
માફી માગુ સહુ જનોની, કાઇ ન દેશો ખોડ (૨)
હરહર શંકર હરહર શંકર, જય જય શ્રી રણછોડ
જોડતારાંમ શીર નમાયો (૨) રે કેવો. ૬૦

સમાપ્ત.



તદ્દન મફતમાં નશીબ અજમાવવાની—

# સોનેરી તક !

તદ્દન વનપસ્તિમાંથી બનાવેલ ઝેરી અને માદક પદાર્થોથી રહિત, અદ્દભુત પૌષ્ટિક, સ્વર સુધારકને ખુશબોદાર પવિત્ર "પીનતાન" નુ ૪૫૫ ગોળીનું રૂપીઆ એક વાળુ સુંદર પેકેટ ખરીદનારને રૂપીઆ ચાલીસ હજારના રોકડ ઇનામોમાંનુ ઇનામી બીલ મફત મેળવી નસીબ અજમાવો વી. પી. સાથે રૂ. ૧-૩-૦ સામટા રૂ. ૧૦-૬-૦ મોકલનારને અગીઆર પેકેટ તથા અગીઆર ઇનામી બીલ મોકલવામાં આવશે વધુ માટે લખો.

મેસર્સ. બી. આર. શાહ

સોલએજન્ટ પીનતાન. ફી. કાર્યાલ

ચુણેલ વાયા-નડીઆ